શ્રી ગણેશાય નમઃ

સ્વર્ગસ્થ સાક્ષર રત્ન શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી

સંસ્થાપિત

સદ્‌ગત શેઠ હરગોવિંદદાસ જેઠાભાઈ શાહની

સ્વતંત્ર માલીકીની.

## શ્રી દેશી નાટક સમાજ

# સંપત્તિ માટે !

◇ નાટકના ગાયનો તથા ટુંકસાર ◇

છપાવી પ્રસિધ્ધ કરનાર :

(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઈ

માલેક :

શ્રી દેશી નાટક સમાજ

ભાંગવાડી પ્રિન્સેસ થીએટર મુંબઈ

સને ૧૯૪૧ સંવત ૧૯૯૭

[ પ્રત ૨૫૦૦ ]

કીંમત ૪ આના

## ....સુચના

આ નાટકના સર્વ હક્ક શ્રી દેશી નાટક સમાજના માલેક હરગોવિંદદાસ જેઠાભાઈ શાહને સ્વાધીન છે માટે મજકુર નાટક અગર તેમાંનો કોઇપણ ભાગ અગર હાસ્ય વિભાગ અગર ગાયનો કોઇપણ નાટક કંપની અગર સીનેમા ફીલમ ટોકીઝ અગર ગ્રામો-

પ્રીન્ટર્સ:-
ભાનુ પ્રીન્ટીંગ પ્રેસ.
નવી હનુમાન ગલી, મુબંઇ ૨

શ્રી ગણેશાય નમઃ



# "સંપત્તિ માટે!"

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.



## શ્રી દેશી નાટક સમાજ.

માટે


રચનારઃ—પ્રભુલાલ દયારામ દ્વીવેદી



છપાવી પ્રસિધ્ધ કરનાર,

(સ્વ.) હરગોવિંદદાસ જેઠાભાઇ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર, મુંબઈ.

સંવત ૧૯૯૭ પ્રત ૨૫૦૦ સને ૧૯૪૧

 આવૃત્તિ ૨ જી 

—કીંમત ૪ આના.—

# નિવેદન



।दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता।

ગીતા વાકય

સંપત્તિ, દૈવી અને આસુરી આ ભેદ શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહયા છે અને સંપત્તિને બંધન કરાવનાર તથા મોક્ષ અપાવનાર પણ કહી છે. એટલે સંપત્તિ સુખનું કારણ છે કે દુઃખનું એનો આધાર સંપત્તિના ઉપાસક કરનારની વૃત્તિ પર.

આ પ્રેરણા પર રચાયેલું આ નાટક પ્રેક્ષકો સમક્ષ રજુ કરૂં છું.

સંપત્તિમાં, જ્ઞાન સંપત્તિ હો, સ્નેહ સંપત્તિ હો કે ધન સંપત્તિ હો પણ જગતના ઘણાં ખરાં કાર્યો અને વ્યવહારો સંપત્તિ માટે કે સંપત્તિ વડે, ચાલી રહયાં છે, એટલે આ વ્યવસાય, નાટક લખવું ભજવવું ભજવાવવું બધુંજ સંપત્તિ માટે, માત્ર માનનીય પ્રેક્ષકો

નાટક જોવા આવ્યા છે તે સંપત્તિ માટે નહી પણ પોતાની સંપત્તિના ભોગે આવ્યા છે એટલે આભાર એમનો એમની જ્ઞાન સંપત્તિમાં તલભાર પણ વધારો કરનાર આ નાટય પ્રયોગ થશે તો પણ હું મારો પ્રયત્ન સફળ માનીશ અને ઇશ્વરની કૃપા સમજીશ.

મંગળવાર<br>
તા. ૨૫-૩-૪૧

નાટય રસીક જનતાનો ૠણી,<br>
**પ્રભુલાલ દયારામ દ્વિવેદી**



# * પાત્ર પરિચય *

## પુરૂષ વર્ગ.

**અનુપમ**
**ઉલ્લાસ** } બે ભાઇ

**બંસીધર**–આસુરી સંપત્તિનો ઉપાસક

**સંતરામ**–સંપત્તિહીન પણ પરમાર્થી માણસ

**શ્રીકાન્ત**–(દાની શેઠ) કુલીન શ્રીમંત

**મધુસૂદન**–અનુપમ અને ઉલ્લાસનો પિતા

**રંજનલાલ**–મીઠા બોલો પણ મલિન હૃદયનો યુવાન

**સુર્યશંકર**–પ્રથમ બંસીધરનો અને પછી મીસ્ટર નાદારનો નોકર

**ઉન્નતલાલ**–(નાદાર)–નાદારના ઉપનામથી ઓળખાતો ધનિક યુવાન

ઉપરાંત નોકર મિત્રો ડૉકટરો પોલીસ ઓફીસર વીગેરે

## સ્ત્રી વર્ગ.

**વિભૂતિ**–બંસીધરની સ્ત્રી

**નીરા**–અનુપમની સ્ત્રી

**અમ્બુજા**–શ્રીકાન્તની દીકરી

**તનુલતા**–ઉન્નતલાલ (નાદાર) ની પત્ની

**રૂખી**–સુર્યશંકરની પત્ની

**ફૈબા**–નાદારની ફઇ

ઉપરાંત બ્હેનપણીઓ ગ્રામ્ય કુમારિકાઓ વીગેરે

શ્રી ૧।

# "સંપત્તિ માટે!"

## નાટકનો ટુંક સાર.

## ✻ અંક પહેલો ✻

### મંગળાચરણ.

**પ્રવેશ પહેલો**—એક સુખી કુટુમ્બ, જેમાં ઉલ્લાસ અને અનુપમ, બે ભાઈ અને અનુપમની સ્ત્રી નીરા, ઉલ્લાસ અભ્યાસમાં લીન છે. નીરા નીતિ પરાયણ અને સંતોષી છે અને પ્રમાણીક અનુપમ પોતાના ઘરમાં સુખી છે. બંસીધરથી આ સુખ સહન ન થયું અને આ શાન્ત ઘરમાં અશાન્તિની આગ સળગાવી.

કારણ ! – આ કુટુમ્બનો ભૂતકાળ કરૂણ છે અને તે પણ બંસીધરને લીધે કુટુમ્બનો વડીલ, અનુપમ અને ઉલ્લાસનો પિતા મધુસુદન સારૂં કમાનારો અને ચારિત્ર શીલ માણસ. કોઇ કાળ ચોઘડીયે એણે બંસીધરને આશરો આપ્યો, બદલામાં બંસીધરે એનું જ ઘર ભાગ્યું એને અવળે રસ્તે ચડાવ્યો અને ખુની ઠરાવ્યો.

આ બનાવને વર્ષો વીતી ગયાંછે બન્ને ભાઈ મોટા થયા છે અને જાણે પોતે ઉપકાર કરતો હોય એમ બંસીધરે અનુપમને પોતાને ત્યાંજ સારા પગારથી નોકર રાખ્યો છે અને દુરની કોઈ પિત્રાઈ બ્હેન સાથે પોતેજ પરણાવ્યો છે પણ હેતુ એજ કે અનુપમ હરહમેશ એનાથી દબાયેલો રહે પણ એની આંટીઘુંટીની રમતો જાણી ગયેલો અનુપમ એનાથી જરાય દબાતો નથી કે લાલચમાં લોભાતો નથી. એટલે બંસીધરે નીરાને સાધી એના સંતોષી હૃદયમાં અસંતોષ જગાવ્યો નારી, સ્વભાવ સુલભ અલંકાર નો લોભ જાગ્રત કરી સુખી ઘરમાં દાવનળ સળગાવ્યો.

**પ્રવેશ બીજો**–બંસીધર એકને એક છોકરો ગંભીર માંદગીમાંથી સાજો થયો છે એની ખુશાલીમાં બંસીધરને ઘેર આનંદ આ પ્રસંગનો લાભ લઈ બંસીધર એની ધર્મપત્ની વિભુતિ પાસે એક મોટી રકમ ઉછીની માગે છે.

બંસીધર આસુરી સંપત્તિનો ઉપાસક, અખૂટ સંપત્તિ પાસે છે છતાં પત્નીને નામે એક મોટી રકમ રોકાયેલી રહે એ એને રૂચતું નથી એટલે વિભુતિ પાસે પૈસા માગ્યા પતિ પરાયણ વિભૂતિ "પત્ની પતિને ધન ઉછીનું આપે આ શબ્દો દાંપત્ય ધર્મની મશ્કરી સમાન છે!" આવું કહીને એના પિતાએ આપેલી સંપત્તિ આપવા તત્પર થઈ, પણ અનુપમ અહીં પણ વચ્ચે આવ્યો અને બંસીધરની ધારણા પાર ન પડી દરમ્યાન બંસીધરને મળવા એક બીજો માણસ આવ્યો છે જેનું નામ સંતરામ સાંત અને બંસી બને બાળપણના સ્નેહી, જેમાં બંસી આસુરી સંપત્તિનો ઉપાસક બની ધનના ઢગલા પર બેઠો છે જ્યારે

સંત ગરીબોના દુ:ખ ટાળવામાં ગરીબજ રહ્યો છે છતાં સરસાઈ તો એજ ભોગવે એ અહીં આવ્યો છે એટલા માટે કે પહાડોમાં ભટકતાં ખુની ઠરેલો મધુસુદન એને મળ્યો. એ બીમારીથી ઘેરાયલો, મોત માગતો પણ મરવા પહેલાં એકવાર પોતાનાં બાળકોને જોવા માગતો હતો. તેને સંત છુપી રીતે અહીં લાવ્યો છે. પણ બન્સી એટલો ઉદાર થાય ખરોને એણે તો ખુનીને અને એના મદદગાર સંતને પણ ઠાર કરવાનો વિચાર કર્યો પણ પરમાર્થી સંતરામને બચાવનુ હથીયાર કુદરતે આપ્યું અને સંત બન્સીની આંખમાં ધુળ નાખીને ચાલી ગયો.

**પ્રવેશ ત્રીજો**--બન્સીધરનો નોકર સુર્યશંકર. એને પણ ધનવાન થવાનો લોભ લાગ્યો છે પણ એ તક બન્સીધરને ત્યાં તો નથી મળતી પણ નાદાર શેઠને ત્યાં મળે છે. નાદાર શેઠનું નામ તો ઉન્નતલાલ છે પણ બાપે નાદારી નોંધાવી હશે એટલે સચ્ચાઈ! દેખાડવા માટે પોતે પોતાનું નામ રાખ્યું છે નાદાર !! પૈસા પુરા છે પણ અક્કલમાં અધુરા છે અને એની સ્ત્રી તનુલતા કાયમની માંદી છે સુર્યશંકર કોઈવાર એનો માસ્તર હતો અને મીઠા થઈને ફોલી ખાતાં તો આવડતું હતું એટલે બન્સીધરની નોકરી છોડી સુર્યશંકર નાદાર શેઠને ત્યાં રહેવાનુ નક્કી કર્યું અને પૈસાદાર થવાનાં પગરણ માંડ્યાં.

**પ્રવેશ ચોથો**--ચળવિચળ નીરા, એક શ્રીમંત બ્હેનપણી. દાનીશેઠના નામથી ઓળખાતા શ્રીકાન્ત શેઠની દીકરી અમ્બુજા નીરાને મળવા આવી છે તે દરરોજ બે કલાક પોતાને ત્યાં આવવાની માગણી કરે છે અનેબદલામાં કંઈક પૈસા બ્હીતી બ્હીતી આપે છે.

સંસ્કારી અને નિસ્પૃહી નીરા બંસીધરની શીખવણીથી સ્વાર્થી થઇ છે એણે એ પૈસા લીધા પછી એક ડગલું આગળ.........

ભાઈ જેવો દીયર ઉલ્લાસ જે દરરોજ છુટથી રહેતો એના વર્તનમાં આજે વિકારની ગંધ આવી અને પતિ પરાયણ નીરાએ આજે પતિને સાફ કહી દીધું.

**નીરા**-હું અથવા તમારો ભાઈ બેમાંથી એક આ ઘરમાં ન હોય.......
કહી દયો ને કે બૈરી જશે તો બીજી મળશે, માડી જાયો ભાઈ બીજો નહીં મળે આજ શબ્દો તમે કહેવાના છો !

**અનુપમ**-નહીં સ્રીને હું એટલી તુચ્છ નથી માનતો, પત્ની અને સહોદર એટલે હૈયુ અને હાથ! હૈયું જશે તો જીંદગી જશે, હાથ જશે તો જીંદગી નકામી જશે, બ્હેતર છે કે હૈયુ તુટે અને જીંદગી જાય પણ જીવતો છું ત્યાંસુધી જમણો હાથ ન કપાય.

**ઉલ્લાસ**-ત્યારે હાથ એવો હરામી નથી કે હૈયુ બાળીને સલામત રહે...
પરીણામે ઉલ્લાસે ઘર છોડયુ અને અનુપમને એ પણ સમજાયુ કે નીરાના સંસ્કારી હૃદયમાં આટલી સ્વાર્થવૃત્તિ કયાંથી આવી ! એણે ઘણી કોશીષ કરી, ઘણુ સમજાવ્યું પણ ગૃહશતરૂ જેવા બાપની શીખામણ આગળ સ્વામીની શીખામણ ઓછી ઠરી અને અનુપમને જેનો ગર્વ હતો એ પ્રમાણીકતા પત્નીને હાથે વેચાઇ.

**પ્રવેશ પાંચમો**—નાસીપાસ થયેલા અને આપઘાત કરવા જતા ઉલ્લાસને શાન્તિ સંતને ઘેર ખેંચી લાવી અને સંતે જીંદગી શું છે તે તેને સમજાવ્યું............

સંતરામ—"જીંદગીમાં રસ નથી! આટલી ઉમરમાં જીંદગી શું જોઈ. દુનિયાદારી શું શીખ્યો, કોલેજની પરીક્ષાઓ પાસ કરી પણ જીંદગીની કઈ પરિક્ષામાં પાસ થયો! મૂરખ આમ આવ............જો આ સુંદર ગણાતી સ્ત્રી માથા પર મનોહર કેશકલાપ, એના ઉપર મોતીની ઇંઢોણી એના ઉપર માટીનો ઘડો. આ ઘડો, માણુસ જાતના માથા પર, મોતીના સીંહાસને બેસવા કયારે લાયક થયો!! જો સઉથી પહેલાં તો જમીનમાંથી માટી ખોદી કાઢી, ગધેડે ચડાવીને કુંભાર ઘેર લાવ્યો, ગારો કરી પગથી ખુંદયો, ચાકડે ચડાવ્યો, ટપલે ટીપ્યો અને નીભાડામાં નાખ્યો, પછી, ટકોરો મારીને તપાસી જોયા, કાચો હતો તો નકકામો ગણીને ફેંકી દીધો, પાકો હતો તો ગળામાં દોરડું બાંધીને ઉડા કુવામાં ઉતર્યો ત્યાંથી અધુરો આવ્યો તો છલકતો ગણાયો. આટલા સંસ્કાર પછી પુરો ભરાયો તોજ પવીત્ર મનાયો અને ઉચા સ્થાને બેસવા ભાગ્યશાળી થયો માનવ જીવન પણ કંઇક આવુ છે. જેમાં સેંકડો સંસ્કાર થાય હજારો મુસીબત વેઠે ત્યારે ઉંચુ સ્થાન પામે! જ્યારે તમે જરાકમાં હારી જાઓ છો! જરાક નાશીપાસ થતાં દરીયે પડવા દોડી જાઓ છો! ધુળ તમારા અભ્યાસ ઉપર!!

આ એકજ વાકયથી ઉલ્લાસની નીરાશા ઉડી ગઈ અને એને એ પણ ખબર પડી ગઇ કે ખુની ઠરીને છુપાતો ફરતો અને ગંભીર માંદગી ભોગવતો એનો પિતા અહીં છે એટલે અનુપમને તેડી લાવવા ગયો. દરમ્યાન વિભુતિ આવી ચડી એના પતિના જીવનમાં કોઈ પાપ છે. એવા ભણકાર એને વાગી રહ્યા છે એટલે સાચું શું છે સંત પાસે સાંભળવા આવી, પણ સંતે તો કંઇજ ન કહ્યું. પરંતુ બાપ દીકરા વચ્ચે થતી વાતો પરથી વિભુતિ ને જે જાણવું હતું તે જણાઇ ગયું ત્યાંતો પોલીસ આવતી જોને બીચારો દુઃખી અને બીમાર મધુસુદન ભયથી મરણ પામ્યો બન્સીધર એથી રાજી થતો હતો ત્યાં વિભુતિને જોઈ ગભરાયો.

**પ્રવેશ છઠો**-- સુર્યશંકર, બન્સીધરની નોકરી છોડી નાદાર શેઠને ત્યાં આવી ગયો છે ને ખોટી મોટાઇ, મનનો મંદવાડ, નકલી અમીરી અને દવાઓ તથા ડોકટરોની દોડાદોડી માંથી પોતાનો લાગ સાધી રહયો છે.

**પ્રવેશ સાતમો**— જે બીના વિભુતિથી છુપાવતો હતો તેજ વિભુતિ જાણી ગઇ એટલે એ દિવસથી એને મોઢું બતાવતાં અચકાતો બન્સીધર પોતાનું બીજુ મકાન છે ત્યાં આવ્યો છે. ત્યાં બાજુમાંજ દાની શેઠનો નિવાસ છે અને અમ્બુજા સહસા ત્યાં આવી ચડી છે. એને જોઇ બન્સીધરને વિચાર આવ્યો કે આ રત્ન મને મળે ખરૂં! જરૂર! પણ વિભુતિ ન હોય

૨૨૭૩૯



તો? તો પછી વિભુતિ હોયજ શા માટે! "પાપી જીવે અનેક ઘાટ ઘડયા ઘણાયે મનોરથોના મ્હેલ બાંધ્યા અને અનુપમને ખોળતી આવેલી નીરાને ભોળવી પણ વિભુતિ હવે ભોળવાય એમ ન્હોતી. એનો વિશ્વાસ પાછો મેળવવા માટે એકહાથમાં ગીતા અને બીજો હાથ બાળકના માથાપર મુકીને સાવ ખોટા સોગંદ ખાધા પણ કુદરતની આંખ ફરી અને સહજ અકસ્માતથી છોકરો ખોયો છતાં આસુરી સંપત્તિના અંધ ઉપાસકને શીખામણ ન મળી એણે તો આગના મોઢે અમી ખોળ્યું અને વિભુતીને જીવતી બાળી નાખવા ધારી પણ સંતરામ અને દાની શેઠ આવી ચડયા અને વિભુતિ બચી ગઇ.

卐 અંક પહેલો સમાપ્ત. 卐



# :— અંક બીજો ;—

**પ્રવેશ પહેલો**–વિભૂતિ બળી જતી બચી પણ દીકરો ખોઈ બેઠી છે દેખાવ જરા કઠોર થઇ ગયો છે અને વાતવાતમાં ઉશ્કેરાઈ જાય છે એટલે બંન્સીધરે એને ગાંડી ઠરાવવાના પ્રયત્નો કરવા માડયાં અને તે પણ એવી ખૂબીથી કે શ્રીકાન્ત જેવો અનુભવી પણ ઘડી ભર ભૂલાવામાં પડયો. ન ભૂલ્યો સંત અને બીજો અનુપમ, જેમાં સંત ચેતવણી આપીને ચાલી ગયો પણ અકળાઈ રહેલો અધીરો અનુપમ સામે થયો, પણ અનુપમ બન્સીધરને ડરાવતો એ દીવસ વીતી ગયા છે, કારણકે પત્નીના કોડ પુરા કરવા જતાં પોતે પ્રમાણીક મટી ગયો છે, રૂશ્વતખોર અને વિશ્વાસઘાતી ઠરી ચૂકયો છે એટલે બન્સીધર પર પ્રહાર કરવા જતાં પોતેજ ઘવાયો, કયાંયથી માગી લાવેલો પૈસા ગયા ઇજ્જતની ઘડીઓ ગણાવા લાગી.

**પ્રવેશ બીજો**–નીરાની સંપત્તિ વધવા લાગી છે અલંકારો આવી ગયાં છે અને ભાઇને ભરોસે એ તો એટલી બધી હર્ષ ઘેલી બની ગઈ છે કે સહાસા આવી ચડેલો મજુરી કરતો, અને એક વખતનો એનો લાડકે દીયર પણ અત્યારે એને બીજાજી લાગે છે આ બધું બળતા હ્રદયે અનુપમ જોઇ રહ્યો છે એ જાણે છે કે આ આનંદ ઘડી બે ઘડી છે.

બન્યું પણ એમજ એક તરફ પત્નીએ હીરાની બંગડી પ્હેરી બીજી તરફ પતિના હાથમાં હાથ કડી પડી, હવે નીરાની આંખ ઉઘડી પણ જરાક મોડી, પતિ જેલમાં ગયો અને મિત્ર? એને પાંચહજાર

રૂપીઆ ધીરનાર રંજન દીલાસો આપવા આવ્યો. બન્સી આ તક ચૂકે એવો ન્હોતો એણે ફેંકેલું તીર વાળવાનો દેખાવ કર્યો પણ નીરા હવે ભરોંસે ભૂલ ખાય ખરી! હવે તો એ વીફરેલી વાઘણ બની બન્સીધરનો જીવ લેવા તત્પર થઈ પણ " ખૂની બાપના દીકરાની વહુ " આ વિચાર આવતાં હાથ અચકાયો, પણ આંખો ઉઘડી અને સંપતિનો મોહ છુટયો

**પ્રવેશ ત્રીજો**–સૂર્યશંકરે એના શેઠ અને શેઠાણીને હવા ફેર કરવા મોકલ્યાં છે બાકી રહ્યાં છે ઘરમાં કર્તા હર્તા જેવાં કુંઅબા યુકિત પ્રયુકિતથી એનો પણ વિશ્વાસ જીતી લે છે ત્યાં તો હવા ફેર કરવા ગયેલા મીસ્ટર નાદાર પાછા આવ્યા, એટલે પાછી બીમારીની વાતો અને લાગણી પ્રધાન ઝઘડા. દરેક વાતમાંથી ઘર તાજું કરતા સુર્યશંકરની હરામ દાનત એનીભોળી સ્ત્રી રૂખી સમજી જાય છે અને શીખામણ દે છે પણ એ શાનો માને!

**પ્રવેશ ચોથો**–જીવન સંગાથી ખોળવા માટે અમ્બુજાના પ્રયત્નો ઉમેદવારીમાં રંજનલાલ આગળ પડતો ભાગ લે છે કારણકે ધનવાનનો જમાઈ થવાની એને અભિલાષા છે, પણ અનુભવી બાપ દીકરીને સાચું શું! એ સમજાવે છે. મદદ માગવા આવેલો ઉલ્લાસ પણ ત્યાં આવી ચડયો. દાની શેઠે આડકતરી રીતે એની પુરી પરીક્ષા કરી અને દીકરીને પૂછ્યું, "બેટા, કંઈ સમજાય છે!"

**અમ્બુજા**–"જી હાં પરીક્ષાં માટે તૈયાર રહેવું અને વગર તૈયારીએ પરીક્ષા આપવી, આ બે વચ્ચેનો તફાવત આ શબ્દો સાંભળી

રંજનલાલને લાગ્યું કે કિનારે આવેલું નાવ ડૂબશે? એટલે અનુપમ કેદ પકડાયો એ બીના કહી બધાંજ ચમક્યાં બન્સીધરે એ વાતને અપાય તેટલું ખરાબ રૂપ આપ્યું અને બીચારી નીરા ત્યાં ન્યાય માગવા આવી પણ ન્યાય ન મળ્યો બધાએ એને જોઇને મોઢું ફેરવ્યું માત્ર દીલાસો આપનાર એક ઉલ્લાસ હતો કે જેને નીરાએ ઘરમાંથી બહાર કાઢી મુક્યો હતો બધા ગયા પછી બંસીધરને લાગ્યું કે હવે બધું પતી ગયું એટલે એણે અમ્બુજાના હાથની માગણી કરી પણ દાની શેઠ હવે પાસું પલટયું, બંસીધર ચોમેરથી ઉઘાડો પડયો અને સહાસ આવી ચઢેલી વિભુતિને જોઇ શ્રીકાન્તે કહ્યું.

બોલ, તારી નીચતાનો ભોગ થયેલી આ બીચારી દીવાની છે.

વિભૂતિ–હું દીવાની છું. દીવાની દુનિયામાં કોઈ અતિ મૂરખ માટે દીવાના કોઇ અતિ ડાહ્યા માટે દીવાના કોઈ અતિ પ્રેમી માટે દીવાના હું વગર કારણે દીવાની છુ!

કોણ દીવાનાં!

બન્સીધરને કબુલ કરવું પડયું કે "સંપત્તિના મોહમાં દીવાનો હું છું!"

**પ્રવેશ પાંચમો**–કરેલી ભૂલ સુધારવા માટે, મુસીબતો સામે ઝુઝવી માટે નીરા હવે મનોબળ મેળવી રહી છે તેને સંત, હીંમત આપે છે અને માર્ગ બતાવે છે.

તેના ગયા પછી મીસ્ટર નાદાર અને સુર્યશંકર પણ સંતરામને ઝપાટે ચઢ્યા જેમાં સુર્યશંકરના શ્રીમંત થવાનાં સ્વપ્નાં ઉડી ગયાં નોકરી ગઇ અને નાદાર તથા માંદી તનુને સારી દવા મળી. અને છેલ્લે ભાઇને છોડાવવા માટે શું કરવું એ રસ્તો ઉલ્લાસને મળી ગયો.

**પ્રવેશ છઠો**–બન્સીધરે તમામ દુષ્કૃત્યો વિભુતિ પાસે કબુલ કર્યાં અને આબરૂ ભર જીવવાનો કોઈ રસ્તો નથી એ જોઈ બન્ને સાથે પરલોક વાસ કરવા તત્પર થયાં, જેને જેને અન્યાય થયો છે તેનો ન્યાય મળે એવી વ્યવસ્થા કરી છેલ્લી પ્યાલી બન્ને સાથે હોઠે ધરી.........

પણ પરલોક પંથે પતિવ્રતા નો પૂનીત સહવાસ ઘોર પાપીના ભાગ્યમાં હોય? પરિણામે! એક જીવે અવસાન સુધાર્યું, બીજો આત્મભોગનો ઉપહાસ કરતો જીવીને જીવતો રહ્યો।?

**ટબ્લો.**

**—બીજો અંક—**

**સમાપ્ત.**

# —: અંક ત્રીજો :—

પ્રવેશ પહેલો—હવા ફેર કરવા નીકળેલી શ્રીકાન્તની દીકરી અમ્બુજા સુંદર વનરાઈમાં ગ્રામ્ય બાલકો સાથે રમત કરી રહી છે. વિભૂતિને મરતી મુકીને ન્હાસી છુટેલો બંસીધર પણ ત્યાંજ આવી ચડ્યો પણ એની હાલત ખરાબ છે, સંત વિરોધી હતો એટલે કશું જ સાથે લઇ શકાયું નથી અને ગાડી અકસ્માતથી નકામી થઈ છે. એટલે બંસીધરને વિચાર આવ્યો કે ભોળવીને અગર તો જોરાવરીથી પણ અમ્બુજાને સાથે લઈ જાઉ તો હજી પણ બગડેલી બાજી સુધારી શકાય આસુરી વૃત્તિના બંસીધરે આ પ્રયત્ન કર્યો પણ ખરો એને ખબર ન્હોતી કે એના ગાડી હાંકનારના વેશમાં વેર ભૂખ્યો ઉલ્લાસ પગલે પગલે એની પાછલ છે. ઉલ્લાસે અમ્બુજાય બચાવી, બંસીની છેલ્લી ધારણા ધૂળ મેળવી, અનુપમને નિર્દોષ ઠરાવનારૂં સાધન મેળવ્યુ આખર બંસીધર કેદ પકડાયો અને ઉલ્લાસ તથા અમ્બુજા જીવન સંગાથી થયાં.

પ્રવેશ બીજો-હસતે મોઢે મુસીબતો સામે ઝુઝતી નીરા, કરેલી ભૂલ સૂધારી રહી છે. ત્યાં રંજનલાલ આવી ચડ્યો અને નીરાની નિરાધાર હાલતનો લાભ લેવા તત્પર થયો. પણ દાની શેઠ અચાનક આવી લાગતાં રંજનલાલને કર્મનું ફળ ભોગવવા જેલ જવું પડ્યું.

પછીથો વિખૂટાં પડેલાં વ્હાલાઓનું મીલન અનુપમ નિર્દોષ ઠરીને ઘેર આવ્યો છે ઉલ્લાસ અને અમ્બુ પણ હોંશ ભર્યાં ત્યાં આવ્યાં છે અને અમ્બુ પોતાની તમામ સંપત્તિ

નીરાને અર્પણ કરે છે પણ હવે સંપત્તિની તૃષ્ણા એને હોય ખરી ! એણે અમ્બુજાને પુછયું:—

નીરાઃ— મોટું કોણ ! લક્ષ્મી કે ગૃહ લક્ષ્મી ?

અમ્બુજા:—લક્ષ્મી અને ગૃહ લક્ષ્મી ! જેમાં લક્ષ્મી મનને ભમાવે છે, ગૃહલક્ષ્મી ભ્રમણા શમાવે છે; લક્ષ્મી કજીયા જગાવે છે, ગૃહલક્ષ્મી કજીયા પતાવે છે ! એટલે મોટી ગૃહલક્ષ્મી !

ભૂલાયલો આ આદર્શ તાજો કર્યો અને નીરાએ પોતાની સહજ ભુલનું પૂરેપૂરૂં પ્રાયશ્ચિત કર્યું

પ્રવેશ ત્રીજો—આસુરી સંપત્તિનો ઉપાસનમાં સૂર્યશંકર ચારે કોરથી રખડયો છે જ્યારે બીમાર તનુલતા અને નાદાર હવે ખોટી બીમારીના વળગાડમાંથી છૂટયાં છે તેમણે પસ્તાતા સૂર્યશંકરને ક્ષમા આપી.

પ્રવેશ ચોથો—આસુરી સંપત્તિના મોહમાં માર્ગ ભૂલેલા પાપી બંસીધરની દુર્દશા ! અને આશ્વાસન આપનાર ! માત્ર એકજ સંતરામ ! દ્રશ્ય બદલાય છે. અને છેલ્લા શ્વાસ લેતો આસુરી સંપત્તિનો ઉપાસક એની પતિવૃતા પત્ની વિભૂતિની પ્રતિમા પાસે ક્ષમા યાચતો દેહ તજે છે.

ઇતિ.

यः शास्त्र विधिमुत्सृज्य वर्तते काम कारतः ।
नस न सिध्धि मवाप्नोति न सुखं न परां गतिम् ॥

ગીતા વાકય.

ૐ શાન્તિ.

શ્રી ગણેશાય નમ :

# "સંપત્તિ માટે!"

## નાટકનાં ગાયનો.



## અંક પહેલો

.... ....

### મંગળાચરણ.

સકલ જગત જેની લીલા વિકાસે;
રવી ચંદ્ર જેના તેજે પ્રકાશે;
માયા મય છે છતાંય માયાથી પર મનાય;
સંપદ કે ધનમદમા જીવ જેને ભૂલી જાય;
ભૂલે નહીં જે મહાન, શ્રીવર કરૂણા નિધાન,
કોટિ કોટિ પ્રણામ જેની કરૂણા અનંત ભાસે:—

નીરા— ૧

વાદળ ઓથે તેજ ભર્યો ભરપુર
સૂરજ ઉગે,
ઉગવું કેમ એને શીખવતા રહી દૂર—
નીર સુકાવે ને ભૂમિ તપાવે,
કોમળ ફુલ કલિ વિસકાવે,
ઉગ્ર છતાંય મધુર—
તાપે તપાવે છતાં ઉપકારી,
દાહક તેજ છતાં દુ:ખહારી,
આપે ઉલ્લાસ જરૂર—

નીરા અને અનુપમ— ૨

એ દિન કયારે આવે ! પ્રિયતમ, એ દિન કયારે આવે !
કે મનમોહન મન હરણીને માટે મહેલ બંધાવે
કે મનમોહન કોઈ ઉપવનમાં એક મઢુલી બનાવે—
હોય ભાવના કેરી ભીતો, તરૂલતા મંડપ શોભીતો,
કેવડીયાના કાંટા રોપી એની વાડ બનાવે;
વિષય પંક પુરી પાયામાં ઉપર તુલસી વાવે—
પ્રેમ લક્ષણા ધૂન જમાવી; નખલી આ નયનોની બનાવી;
જીવન મનના તાર મિલાવી આતમ બીન બજાવે—

નીરા— ૩

ભાષા કવિતા કલા દીપાવે, માધુર્ય અજબ લાવે;
અલંકાર ઓપતા
તેવા વનિતાને વિવિધ ભાવે, શોભા અનુપ લાવે—
માનવ સ્મૃતિમાં લખ્યું ભગવન મનુએ
સન્નારી આભરણ શોભાવે, સંસારે સ્વર્ગ લાવે—
એ છે વ્હેવારીયા જે ચાલે વિચારી,
આવકમાં કંઈક તો બચાવે ને હોંસથી ઘડાવે—
સંકટ સમયમાં કામ આવે ઘરેણું,
માટે સંસારીઓ ઘડાવે, ગૃહલક્ષ્મીને શોભાવે—

નાહાર અને સુર્યશંકર— ૪

સાજન પ્રેમના પંથ નિરાળા;
માળાના ભાડાં આવે છે માટે સુજે ચાળા—

એ દુનિયા છે આ દુનિયાથી છેકજ ન્યારી ન્યારી,
એ દુનિયાને આ દુનિયા કહે છે ગાંડાની શાળા—
એ નગરીનો રાહ કયો ને કોણે એ બંધાવી,
એ ચકરાવે કદી ન ચઢશો મૂરખ ઠરશો ઠાલા—

નીરા— ૫

મનને સુબુદ્ધિ સાથે તોફાન આજ જાગ્યું;
સૂઝે નહીં નીવેડો, કોનું કહ્યું હું માનું !
બુદ્ધિ કહે, સંસારી છો સ્વાર્થ સંભાળો;
આદર્શ નિરાળાને, વ્હેવાર નિરાળો;
પણ–મન કહે છે જીવન આદર્શે હોમવાનું—
સહીયર કહે છે તારાં હૈયાને પુછી જો;
હૈયું કહે એ મૂરખી પ્રીતમને પુછી જો;
પ્રીતમ કહે છે આ છે તરકાર નું જ બ્હાનું—

નીરા અને અમ્બુજા— ૬

ધનવાન જીવન માણે છે, નિર્ધન એ બોજો તાણે છે;
કોઇ અનુભવીને પૂછીજો કે કોણ જીવી જાણે છે—
બેહાલ ગરીબનાં બાલુડાં પૈસે પૈસે હોય ટળવળતાં;
ખાવાનું ત્યાં ખાનાર કેરી ખોટ આંસુ જાણે છે—
નારી ગરીબ દળણાં દળતી, ધનવાળી હીરે ઝળહળતી;
હીરા મોતી વાળી રોતી, એનો કંથ વિલાસો માણે છે—
ગુણ દોષ ભલે હો ધનમદમાં પણ નમતાં પલ્લાં સંપદનાં,
સુખ સંપદનાં સુખનાં વલખાં, જન સંતોષી સુખ માણે છે—

અનુપમ — ૭

અવિનાશી ! આ પ્રવાહ ક્યાં અટકે !
તું જાણે એ તું જાળવજે આ રાહ ક્યાં અટકે
અવળા પ્રવાહ ક્યાં અટકે.
લક્ષ્મી માત પ્રલોભન તારાં,
સમર્થને પણ ચળાવનારાં
સ્હેજ ચુકતાં ક્યાંથી લઇ જઇ
ક્યાં જઇને પટકે—
સાગર તનયા તું પણ ચપળા,
તુજ રંગે થઇ એ પણ ચપળા,
ભોળી ભાન ભૂલી ગઇ આજે કાગળને કટકે—

તનુલતા અને નાહાર— ૮

કોયલાના કંઠમાંથી બુલબુલની ચહુકમાંથી,
દર્દ જશોના; દર્દ જશોના;
વ્હાલાના બોલમાંથી લોચન વિલોલમાંથી...દર્દ
દુઃખો બધાં ભુલાવે હોઠોમાં હાસ્યલાવે
એ પ્રેમ અમરમાંથી કે પ્રેમી જીગરમાંથી...
માતાના ક્રોધમાંથી બ્હેનીના બોધમાંથી
રસીયાંની રીસમાંથી ચાતકની ચીસમાંથી...
જે દર્દ ભર્યે હૈયે પાપી નમે પ્રભુને
એના નિસાસામાંથી અશ્રુ પિપાસામાંથી...

અમ્બુજા— ૯

સાંભરે રે બાળપણાનાં સંભારણાં

જાણે ઉઘડતાં જીવનનાં બારણાં— એ બાળપણાનાં
પુલ સમાં હસતાં ખીલતાંતાં પવન સમા લ્હેરાતા,
ગાતાતાં, ભણતાંતાં, મસ્તીમાં મસ્ત મનાતાં,
ન્હાતાંતાં વિદ્યાનાં વારણાં—એ
રખેને બોલ્યું કોઇ સાંભળશે એની ચિંતા ન્હોતી;
ભય ન્હોતો મદ ન્હોતો, પ્રીતિની પીડા ન્હોતી,
ન્હોતી કોઇ ઝાઝી વિચારણા— એ
કોઇ અજાણ્યા નરને હોંશે પ્રિયતમ કહેવું પડશે;
વણુ મૂલે વણુ વાંકે દાસી થઇ રહેવું પડશે,
ન્હોતી મેં ધારી આ ધારણા—એ

રોહીત—

૧૦

ખોટું બોલશોમાં નીતિ છોડશોમાં;
ચાર શીખામણ માએ દીધી એમાં પહેલી એ—ખોટું
સચરાચર સર્વત્ર વસે છે સઘળું નીરખે છે
એને ભુલશોમાં, ઝાઝા પુલશોમાં—
ભુલ કરો તો ભલે કરો પણ છુપાવવા માટે
યુકિત ખોળશોમાં ડહાપણુ ડોળશોમાં—
અવગુણ અથવા વાંક આપણા બીજાને માથે,
કદીયે ઢાળશોમાં ખોટું ખોળશોમાં—

.... **પ્રથમ અંક સમાપ્ત.** ....

## — અંક બીજો. —



નીરા— ૧૧

જાણે હસે છે બધા શણગારો;
પણ ક્યાં હસે શણગાર અમારો;
ગુંચ, એક ઉકેલતાં બીજી પડી ગઇ,
સાચું કહ્યું તો એને રીસ ચઢી ગઇ,
પ્હેરૂં હવે જો એ રીસ ઉતારો—હો શણગારો
નીલમણિ! એ મણિને મનાવજે;
કામણ કુંડળ તું ઝગકાવજે;
માનીશ હું ઉપકાર તમારો!

દુખી અને સુદર્શંકર— ૧૨

ગજા પ્રમાણે બધાય ખાતા કહેવાતા શાણા
આખરે હરામનાં નાણાં
લાગ આવતાં કોઇ ન ચુકે સાચવતા ટાણાં—આખરે
દેશમાંનું ઘર પડશે કે ઘરનું કોઇ બિમાર પડશે—
ફઇ માસીનાં કારજ નડશે હજાર વાંધા વચકા પડશે
રાખે જયાં ના ત્યાં—આખરે
સાકર જેવા મીઠા થાવું ઘર તાજું કરતા જાવું,
હાથ પડયું સંઘરતા જાવું પછી નિરાંતે બેસી ખાવું,
ઘેર ભરી દાણા—આખરે

અરજીજા અને બ્હેનપણીઓ—૧૩

પારેવડા, જાજે વીરાના દેશમાં;
આટલું કહેજે સંદેશમાં—પારેવડા
વીરો સીધાવ્યો માતૃભૂમિને વારણે,
કોઇ પ્રેમ હીણા પ્રદેશમાં—
કહેજે કે બ્હેનડીએ લીધી છે બાધા.
રહેવું છે બાળાવેશમાં—
ભાભી તારા પુસ્તકની આરતી ઉતારે,
વેણી નથી બાંધતી કેશમાં—
ભારત માતાનું માન વીર તેં દીપાવ્યું,
કહેવુ શું ઝાઝુ ઉપદેશમાં—

નીરા— ૧૪

દુનિયા આવી ન્હોતી ધારી;—
મનાતી મતલબમય સારી:— મેં દુનિયા—
સુખી હતી હું સરલ જીવનમાં,
લાગ્યા મોહ મને કાંચનના,
ભુલ કરી છે સુધારવી છે માટે સઘળું હારી,
નહીં ખબર માનવ મનમાંથી
ગયા ભરોસા જીવનમાંથી
બ્હેનની રાંક મઢુલી ભાંગી
ભાઇ કરે હુશીયારી:—

ઉલ્લાસ— ૧૫

બીચારો ન થા. બાપડો ન થા.

શાણાની સાથે શાણો, દુર્જનથી દુર્જન થા
શાણા છે થોડા થોડા શયતાન છે ઘણા,
શયતાનથી શયતાની સમજીને કરતો જા—શાણાની
હથીયાર રાખી મ્યાનમાં નિશાન રાખી ચુપ,
મ્હાત કર દુશ્મનને જબાન રાખી ચુપ!
ચુપ ચુપ કરીને ઘા, ખુબીથી ખરતો થા—શાણાની
બાપડો થાયો તો લોકો તને રડાવશે,
ભોળો થયો તો ભુંડા તને સતાવશે,
સરજોર થોડો થા, થોડીક ગાળો ખા—શાણાની

## અંક બીજો સમાપ્ત



# .·. અંક ત્રીજો .·.



ગ્રામ્ય બાળકો— ૧૬

મા'રાજ બેઠા મેર, સાંજ પડી ગઇ
પંખીડાં વનનાં માળે ચાલ્યાં છે ઘેર—
હળ છુટયાં ને જોતર છુટયાં,
મુંગા તે જીવનનાં બંધન છુટયાં છુટી પ્રભુની મેર—
હેવને હેરે મોરલા નાચે,

જોઇ કળા એની ઢેલડી રાચે, જામતી લીલા લ્હેર—
જોત ઝબુકે ને ઝાલર વાગે,,
દોણામાં દુધની શેડું ગાજે મીઠડી ઠેરઠેર—
મેડીએ જાવાની હોંશ છે માટે
કોક વહુ ઘર કામ ઝપાટે, કરતી ઉલટ ભેર—

અમ્બુજા અને ઉલ્લાસ— ૧૭

અમારા મન મંદિર કહેવાતાં;
અમે દેવ પુજન ન્હાતાં;
મકાન હોય તો ભાડે દઇએ,
મંદિર નહીં દેવાતાં, એમાં દેવ પુજન થાતાં—
દેવ નથી પાષાણ અરપી પ્રાણ પસ્તાશો
પુજાતી પ્રતિમા પત્થરની ન્હાડ નથી પુજાતાં—
છે ઉચાં અભિલાષ ઠગારી આશ સંપદમાં
સ્નેહની સંપદ માટે ભરશું પાણી ગીતો ગાતાં—
તમે સુકોમળ બાળ હું કંગાળ, સમાનતા કયાં!
એઠાં વાસણ અજવાળ્યે કંઇ રૂપ નથી કરમાતાં—

નીરા— ૧૮

સહુને હોય જીવનમાં, કદી તડકા કદી છાયા
એ તડકા ના સહે એવી ન કરીએ લાડકી કાયા—
ઘડે છે જીંદગી તડકાં ખરૂં શીખવે દુઃખી દિવસો

સુખી દિવસો વધારે છે, વિનાશી વૈભવની માયાઃ—
રહો રોતાં અગર હસતાં પડે તે તાપ સ્હેવાના,
તો હસતાં કા નહી સ્હેવા વિષમ વેળાના પડછાયા—

**નીરા અને અનુપમ — ૧૯**

હું મૃગજળ પાછળ દોડી
આ છે પાઠ અનુભવના, કીંમત માગે થોડી થોડી—
ઠોકર વાગે મળે અનુભવ ત્યારે જીવન ઘડાતાં
દયા નહીં હું માગુ શિક્ષા જ્યાં દીન બની કરજોડી—
સમજુને શાની શિક્ષા જ્યાં મોહ ટળ્યા સોનાના
સોનું રૂપું વરસે જગમાં ચંદ્ર સુરજની જોડી—
નવલખ હીરો શીયળ અમારા એ હું અંગે ધારૂં
ભાલ ચમકતા ચાંદલીયા પર માણેક લાખ ઓવારૂ—
આ રત્નો પર એ રત્નોની કીંમત કોડી કોડી—

**તનુલતા અને નાદાર— ૨૦**

લ્યો ગોરી શિરપર ગાગર!
હું પનીહારી તમે નટનાગર—
આજ પડે પગલાં મદમાતા
ચેતન કોઈ નવાં ઉભરાતા,
લાગે આજ ઉજાગર—
ધરતી ધમકે ને ઝાંઝર ઝમકે
રેશમ દોર ઠરાવી ઠમકે,
ભરૂં ગાગરમાં પ્રેમ સાગર—

તન્નુ, રૂખી, સૂર્યશંકર વગેરે— ૨૧

વિતથી મોટી નીત, માની હશે વિતથી મોટી નીત;
ચંચળ ચિત્તનો હું બન્યો ને હું પણ ભુલ્યો ભીંત—
પરચો એનો સામે રહે છે
કોઇ માને કોઇ દંભ ચહે છે
કોઇ એને નબળાઇ કહે છે
છત વિહોણા છાશ ગ્રહેને ખોઇ નાખે નવનિત—
ચારે કોર જડવાદ વધ્યા છે
મોહ માયાના નાદ વધ્યા છે
ખોટી અમીરીના સ્વાદ વધ્યા છે
વાદ વધ્યા વિખવાદ વધ્યા, એમાં ભુલાયો ત્રિગુણાતિત—



## જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ સવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ઇ.
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ઉમાદેવડી
૧૧ વીણાવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મન્જરી
૧૪ ઉદયભાણ
૧૫ મોહીનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસુરી માયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ ટુલીયા
૨૩ સતી પદ્મીની
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમીણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેશર કીશોરી
૨૮ ઉર્વસી
૨૯ રાઠોડ કન્યા
૩૦ સુભદ્રા હરણ
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ હંસા કુમારી
૩૩ કુસુમલતા
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કર્મફળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ કૃષ્ણ સુદામા
૩૯ સગાળશા
૪૦ મહાકવી કાલીદાસ
૪૧ રાજ રત્ન
૪૨ પ્રલ્હાદ વિજય
૪૩ કઉરવપાંડવ ભા. ૧
૪૪ જળંધર સતી વ્રંદા
૪૫ કઉરવપાંડવ ભા. ૨
૪૬ લલિત પ્રિયા
૪૭ સઉંદર્ય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતી સુલોચના
૫૧ સરસ્વતીચંદ્ર
૫૨ બોલતા કાગળ
૫૩ સિધ્ધાર્થ બુધ
૫૪ દગાબાજ દુનીયા
૫૫ દેવી દમયંતી
૫૬ માયાના વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભાપતી
૬૦ વસંતવિણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરીશ્ચ
૬૩ દેશ ભક્તિ
૬૪ મીનળ મુંજાળ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીરપુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી હોથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાના મદ
૭૪ કીર્તિ સ્થંભ
૭૫ અજયધારા
૭૬ અંશાઅવતાર
૭૭ વીર ભુષણ
૭૮ શાંભર રાજ
૭૯ આત્મ નિર્ણય
૮૦ આર્ય અબળા
૮૧ સતી પ્રભાવ
૮૨ સોરઠી સિંહ
૮૩ વિધીના ખેલ
૮૪ સાચો સજ્જન
૮૫ ઉગતો ભાનુ
૮૬ વડીલોના વાંકે
૮૭ ઉદય પ્રભાત

શ્રી દેશી નાટક સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઈ શાહ.**